# અર્પણ પત્રિકા.



મા૰ માનવતા મુરબ્બી,

અતિ વ્હાલા શિર છત્ર પુજ્ય પિતાશ્રી

**મોલાના હાજી મોલવી શમશુદ્દીન ઉર્ફે હાજીમીયાં બીન મોલાના હાજી મોલવી મોહમ્મદમીયા નકશબંદી.**

આપ પિતાશ્રીએ તાબેદારને કેળવણી જેવા અમૂલ્ય ફળ ચખાડી આપની નપુરણ ફરજ અદા કરી છે અને હજી પણ પોતાના અમુલ્ય ખીદમની વહદીયત ક્ષણે ક્ષણે આપી રહ્યા છો તે ઉપરાંત આપ દીને મોહમ્મદીની ભારી લાગણી ખરા દિલથી ધરાવો છો વળી આપ અગ્રણી, કોમી મહાન કામોના અગ્રેકા અભ્યાનો હોઇ તેના આધારે તમામ લોકોને ફાયદો પહોંચાડવાને આપ સદા તત્પર રહ્યા છો આપની ઝળકતી કારકિર્દીની માનભરી યાદમાં આ નાનકડું પુસ્તક માગ બગાવત ફરજની સેવાની લાગણી સાથે આપને અર્પણ કરૂં છું

હું છું આપનો અદના પુત્ર

**મોહમદ ખ્રમ**

# તમહીદ.

ખુદાની તારીફ અને તેના બરગુઝીદા રસુલપર દુરૂદ પઢીને મારા મુસલમાન ભાઈઓને લાભ અને તરક્કીનો ભેદ ખુલ્લો કરી સમજાવવાની ગરજથી અદબ સાથે અરજ કરૂ છુ, કે મારૂ લખાણ અમરતેતસરમા "હુન છાન" નામની ચોપડી પ્રગટ થએલીનુ અનુવાદ છે, અને ઇસલામી ભાઈ-ભાઈઓને ધધા રોજગારમા મદદ કરી દરેક પ્રકારે લાભ આપીને બીજી કોમમા પૈસા બરબાદ થતા અટકાવવાના હેતુથી છે, તેને ધ્યાનમા લેશો વળી ગુજરાતના મુસલમાન કોમનો ઘણો ભાગ ઉર્દુ પઢી શકતો નથી, અને ઉર્દુ ભાષા ગુજરાતી અક્ષરોમા લખેલી હોય તો, પણ ઘણી વાર સમજણ નથી પડતી, બલકે ખોટી મતલબ થઈ પડે છે કેમકે ગુજરાતી અક્ષરોમા ઉર્દુ ભાષા બરાબર નથી લખાતી, વળી મારો હેતુ એક આમ રીતે પબ્લિકનો ધ્યાન ખેચવાનો છે, માટે ગુજરાતી ઉર્દુ આમેજ ભાષામા અનુવાદ કરૂ છુ મારા લખાણમા ભુલચુક હોય તો દરગુજર ફરમાવી ખરી મતલબ ખ્યાલમા લેવા અરજ છે

લી ખાદિમ

**મોહમદખુબ નકશબંદી**

સુઇગરાની પોળ **અમદાવાદ.**

હ્ર

# મુસલિમ.



ઓ મુસલિમે બેદાર જહાંકોભી જગાદે,
જો આગ તેરે દીલ મે હે હર દીલમેં લગાદે
ફીર નકશએ તવહીદ ઝમાને કો દિખાદે,
બુત ખાનેસે અગનામ કી તસવીર મિટાદે
હે દેખ ઝિયા નુબહે હિદાયત કી નુમાવા,
એક બાગસે સોતી હુઈ બસ્તી કો જગાદે,
ભટકે હુએ લોગો કો રહે રાસ્ત દિખાકર,
દીવાના બને જુલ્ફે પયબર કા બતાદે
રબ શઓકસે તુ વિર્દ જુબા અલ્લાહો અલ્લાહ,
હર કલ્બપે ઇસનામકા એક સિક્કા બિઠાદે.
આલમકો દિખા જલવએ અખલાકે પયબર
ઓર અહદે અબુબકરો ઉમર યાદ દિલાદે
હર તાલિબે મવલાકો ખુમિસ્તાને અલીસે,
એક જામે લબાલબ મએ ઈશ્કકા પિલાદે,
કુરઆ બઓક નકર ચઆસિમોક લ્લાહો મિનન્નમ,
બદોકો ખુદાવદ કે અહકામ સુનાદે,
ફિર પહન બિગહીમ કે ઇબલામકા જામા,

ઓર આતિશે નમરૂદ કે શોઅલોકો બુઝાદ
તવહીદે ઇલાહીકી કીએચલ તુ મુનાદી,
તવફીકે અમલ તુજકો જહાતકકે ખુદા દ
દરકાર નહી ખંજરે ફવલાદ કે જવાહર,
તલવારકો મત રંગે બુસુમતમે જિલાદે,
તવહીદે રિસાલત કે દલાએલકો બયા કર
બાતિલકો મિટા ઓર હકીકતકો અયાકર,



# છુતછાત.

**છુતછાત એટલે શું!** અમે કોઈ માણસને પોતાની પાસે બેસવા દઈએ નહિ, અગર બેસે તો તેને ઉઠાવી મુકીએ અને પોતાની સાથે મળીને ખાના પીના દઈએ નહિ. એવા દુર રહેવાને હીંદુઓ છુત કહે છે એ શબ્દનો ખરો અર્થ તો હિંદુઓનો રીવાજ છે જેમકે હિંદુ ઓરતો સુવાવડ અને હૈજના દીવસોમા ઘણું કરીને છુતની ગણત પાળતી કરે છે, જ્યા સુધી હેજનો અસર અને નીફાસનો નીશાન રહે છે, તે વખત સુધી ખાના પીવાની તમામ ચીજો અને પહેરવા ઓઢવાના તમામ લુગડા લત્તાથી દુર રહે છે શી તાકાત કે કોઈ એને હાથ પણ લગાડી શકે! છેટે બેશીને દહાડા ગુજારે છે અને સુઇ પણ જુદીજ રહે છે ખાના પીવાના વાસણો જુદા કરી દેવાય છે, આ વખતે તે ઓરત જાણે તદન નાપાક ગણાય છે આવી હાલતમા જે ચીજ તેને અડે તે પણ તરતજ નાપાક થઈ જાય છે એવીજ રીતે જ્યારે કોઈ હિંદુ મરી જાય છે, ગમે તો તે ઓરત હોય કે મરદ ઘરડો હોય કે જુવાન ત્યારે તેના તમામ નજીકના સગાવહાલા ક્રિયા કરમ સુધી આમરીતે બેસવા ઉઠવા અને ખાવા પીવાથી જુદા કરી દેવાય છે, હશે હમારે તો આ ઠેકાણે તેવી જાતની છુતછાતથી કામ નથી અમે તો તે મનહુસ છુત વિષે લખીશું

કે જે અમે મકેરુછ મુસલમાનોની સાથે વર્તવામા આવે છે, જેથી અમને અનહદ નુકસાન પહોચી રહ્યા છે

**અમારી છુતછાત**—છુતછાતનુ બયાન અમે આ લખાણમા કરવા ધારીએ છીએ, એ વ્યાજબી છે કે તેનો કોઈ દાખલો ખુલાસાની ગરજથી અરજ કરી શકએ કે તેના આફ્હા લખાણથી દરેક માણસ જેને અલ્લાહતઆલાએ ઈન્સાની હુમદરદી અને મજહબી અથવા અખલાકી ગયરતમાથી સારો ભાગ ઇનાયત કરેલો છે, તે પોતાની બનતી કોશીશે પોતાની આબરૂ અને ધન દોલત સભાળવાની કોઈ વ્યાજબી રીત કરી શકે

ઘણી વખત આપને હિંદુ દુકાનદારો પાનેની કાઈ ખરીદવાનો વખત મળ્યો હશે એ લોકો જ્યારે કોઈ મુસલમાન સાથે આપ લે કરે છે, તો ખાવા પીવાની ચીજોમાથી જેમકે મીઠાઈ, દુધ, દહી શરબત, શીરો વગેરે ચીજો મુસલમાન ઘરાકના હાથ સુધી સાવચેતીથી પહોચાડવામા આવે છે. પહેલા તો બિચારા મુસલમાનને દુર રહેવાની હીદાયત થાય છે, તેમા એ વાતનો જરા પણ ખીયાલ રાખવામા નથી આવતો કે તે મુસલમાન કયા દરજ્જાનો છે ઇજ્જત આબરૂનો પણ ખીયાલ નથી હોતો, અથવા ચોખા સાફ હોવાને પણ નથી ગણતા ફકત મુસલમાન હોવુજ તે બચારાને માટે બસ છે, જ્યારે તે એ આબરૂ ઢેઢ ચમારની પેઠે દુર

રહીન પઇસા આપે છે તો તે પઇસા પણ ઘણુ કરીને હાથના નથી લેવાતા કાંઇ ચીજપર લેવાય છે સખત ખીયાલ ગણવામા આવે છે કે આપવા લેવામા મુસલમાનનો હાથ કયાએ અડી જાય નહિ પઇસા લીધા પછી ગમે તેવી સારી નહારી ચીજ વ્યાજબી લાગ્યુ તો તોલ કરીને દુરથી ફેકી દીધી કોઇ વખત તો વાસી અને નકામી હોવાને લીધે તે ચીજો વ્યર્થ ફેકી દેવામા આવે છે એ વર્તણુકમા મુસલમાન ચમાર ઢેઢ અને કુતરા વગેરે નાપાક જાનવરો બરાબર છે

વાસી અથવા સડેલી ચીજ જો ફરી પાછી આપવા ચાહે તો તે નથી આપી શકતા એટલા માટે ફેકી દેવી પડે છે

કેટલાક હિંદુ દેવતાએ એવા કામને માટ કોઇ લોઢાની કડછી અથવા વાસણો વિગેરે ખાસ કરી રાખેલા છે અને તે-માજ માગેલી ચીજ પણ મુકીને ઉપરથી નાખે છે એક યુરોપીઅન દોસ્તે પોતાના એક પુસ્તકમા લખ્યુ છે કે મે એક વઇદને પોતની આખે જોયુ છે કે તે, ઝલીલ કોમની નાડી પણ લોઢાના ચીપીઆથી મુલાહેજા ફરમાવતા હતા, એ સઘળુ એટલાજ માટે થાય છે કે કોઇ મલેચ્છ હયા ફરોશ મુસલમાનનુ લુગડુ અથવા શરીરનો કોઇ ભાગ હિંદુ મહાત્માને અડી જાય નહિ,

કદી એમ પણ જોવામા આવ્યુ છે કે કોઇ સુફેદ પોશાક ચોખો આબરૂદાર નેક બખત મુસલમાન કોઇ હિંદુની દુકાને બેસેલો હોય અને તેવામા જો કદી તે હિંદુ દુકાનદારની ગેટલી પાણી અથવા દમડીની કે પઇસાની ખાવાનીજ આવી જાય તો પછી તે મુસલમાનની સવળી આબરૂ પાણી ડગવામા કશુ બાકી રાખતુ નથી, પહિલા તો એવી કોશીશ કરવામા આવ છે કે તે મલેચ્છ મુસલમાન ને દુકાન પરથી ઉતારીને પાણીનો ઘુંટ ભરવો અથવા દમડીના પકોડા ખાવામા આવે અને જો કદી કોઇ અક્કલના આંધળા પણ ગાંઠના પુરા મુસલમાનથી કાંઇ મતલબ કે આશા છે, તો પછી પેલા હિંદુ મહાત્માઓ પોતાની તબીયતને મજબુર કરીને દુકાનથી ઉતરીને પાણી પીલે છે, ને પછી પોતાના કામમા લાગી જાય છે

હિંદુ ઓરતોને પણ કેટલીક વાર બજારમા ચાલતા ફરતા જોયુ હશે તે ભાયડાઓ કરતા વળી વધારે સાવચેતીનો ખીયાલ રાખે છે, તે એટલે સુધી કે બજારમા ચાલી જતી હોય તો પોતાના બાળકો બચ્ચાઓને મુસલમાનોથી બચવા અને અડવાની ડગલે ડગલે મનાઇ કરતી જાય છે, અને જો કદી કોઇ નાના મોટા મુસલમાનનો અડી ગયુ, તો પછી તેની બચારાની મોકાણ મેકડો ગાળો તે બાળકને અને લાખો કરોડો ગાળો તે મુસલમાનને સંભળાવીને દીલ ઠંડુ કરવામા આવે છે

**શીખામણ લેવા લાયક દાખલો**—એક વાર એક હિંદુ ઓરતે પોતાના નાની વયના બચ્ચાને ખાવા માટે બીસકુટ આપ્યા તે એ સમજ બચ્ચુ તે બીસકુટ લઇને ઘરમાથી બહાર ગયુ એવામા એક કુતરો ત્યા આવ્યો બનવાકાળ તે બચ્ચાના હાથમાથી બીસકુટ જમીનપર પડી ગ, એટલે તે કુતરો ઉપાડીને ચાલતો થયો બચ્ચુ તો શોર બકોર કરવા લાગ્યુ કે મારી કુતરો બીસકુટ લઇ ગયો, બચ્ચાની માયાના લીધે બીસકુટ બીસકુટ કરતી નાસતા જતા કુતરા પાછળ દોડી. ઓરતની બેચેની દેખીને એક મુસલમાન બચ્ચાને દયા આવી એટલે તરતજ કુતરાની પછાડી જઇને બીસકુટ છોડાવ્યુ હજુ જમીન પર પડયુ નહોતુ કે ઓરતે શોર બકોર કરવા માડયો કે છોકરા બીસકુટને અડીશ નહિ મુસલમાન છોકરાએ હાથનો લગાડયો નહિ પણ કહેવા લાગ્યો કે કુતરાના મોડાથી નાપાક ન થયો તે શુ મારા અડવાથી ખરાબ થઇ જશે ! ઓરત બોલી કે હા છોકરા અમારો હિંદુ ધર્મ ઘણો કાચો છે અમે લોકો ઢેડ ચમાર અને મુસલમાનના હાથનો નથી ખાઇ શકતા આથી અમારો ધર્મ ખરાબ થઇજાય છે, કુતરા બલાડાના અડવાથી તો દોશ પ્રાપ્ત થતો નથી, કેમકે એ જનાવરો હરવખતે અમારા ઘરમા આવતા જતા રહે છે, એઓથી છુતાછુત ગણીએ તો અમારૂ જીવવુ મુશકેલ છે વળી એક

બીજી વાત પણ છે કે જેના લીધે અમે લોકો તેનાથી છુતછાત એટલી બધી નથી ગણતા

અમારા ધર્મના પુસ્તકોમા લખ્યુ છે, કે જે લોકો ખોટા કામ કરે છે તે મનુષ્ય જીવન છોડીને પશુ જીવનમા ચાલ્યા જાય છે ઈશ્વર જાણે આ કુતરા બીલાડા જે દર-બદર માર્યા માર્યા ફરે છે તે કોણ છે? કોણ જાણે કે કોઈ વેળાએ એ લોકો ક્ષત્રી, પંડિત બ્રાહ્મણ અથવા અમાર માબાપ બેનભાઈ હોય, છોકરા અમને આ પશુઓથી વિચાર કરવાની અમને કશીપણ હીદાયત નથી વણ હા મલેચ્છો (મુસલમાન) થી બચવા અને તેમના હાથ લાગેલી ચીજો ખાવાની સખત મનાઈ સુણતા આવ્યા છીએ છોકરો આવી નવાઈ ભરેલી વાતો શરમથી સાભળીને ચાલતો થયો જેવી રીતે સારી અને લાભકારક રીતરીવાજથી બે સમજ અને નનાદાન માણસો નુકસાન ઉઠાવે છે અને તકલીફો સહન કરે છે બીલકુલ તેવીજ રીતે કોઇ વખત નાશાએસતા અને ખરાબ રીતરીવાજથી કેટલાક નસીબદાર અને નેક ફીતરત માણસો લાભ ઉઠાવે છે અને ફાયદો લે છે છુત છાત રીવાજ એમા શક નથી કે માણસ જાતીને માટે એક બે હદ શરમ ભરેલો અને નાશકારક છે પણ એક પંજાબી દોસ્ત લખે છે કે ખુદાના સોગન છે એજ ખરાબ રીવાજે પાક ઇસ્લામનો મને રસ્તો દેખાડયો છે-

તે પંજાબી દોસ્ત લખે છે કે હું જ્યારે શુજાઆબાદ ના જીલ્લામા ખેગપુરની ગવરમેંટ સ્કુલમા હતો ત્યારનો એક બનાવ મને સારી પેઠે યાદ છે કે હું પોતાની કલાસના છોકરાઓ સાથે રવીવારના દીવસે આદત પ્રમાણે ખેલતો હતો છોકરાઓમા હિંદુઓ પણ હતા, અને મુસલમાનો પણ હતા એક મુસલમાન છોકરાના હાથમા વાસડી હતી કે જેના ડાગણથી રેશમી ફુમતાવાળી સોય મોઢેથી ફુંકવાથી બીજાને જઇ લાગતી હતી સોય ચુભવાથી તેને તકલીફ થતી તેણે વાસડીમા સોય નાખી કે તરતજ મે જલદીથી બીજે છેડેથી ફુંક મારીને તે સોય પાછી મારી દીધી, મે તે વાસડીને મોઢુ લગાડયુ હતુ કે મારા બીજા સાથી છોકરાઓએ તરતજ શોર મચાવી દીધો કે રામચંદ્ર ભ્રષ્ટ થઇ ગયો, થતા થતા તે ખબર મારા માબાપને પહોચી એટલે હું જ્યારે ઘેર ગયો ત્યારે મારી માએ અંદર આવવા દીધો નહિ એટલામા મારા બાપા પણ આવ્યા અને તેજ વખતે પંડિત હેમરાજ સાહેબની પાસે લઇ ગયા પંડિત સાહેબને તમામ વાતથી વાકેફ કર્યા, તે પંડિત સાહેબ તમામ વાત સાભળીને નીચે પ્રમાણે કહેવા લાગ્યા

**પંડિતજી**—રામચંદ્ર ! સાભળો, તમે જે કામ કર્યો છે તે બહુજ ખોટો છે હવે પછી એવુ ન કરવા વચન આપો એટલે હું તમને શુદ્ધ (ચોખ્ખા) કરાવી દઉ જે હવે પછી

૧૧૯૨૪



કોઇ મુસલમાનની અડેલી ચીજને મોહુ લગાડશો તો પછી ગંગા જવુ પડશે આ વખતે પંચગુરભી અથવા પંદર દિવસના વૃત (રોજા) રાખવાથી તમે શુદ્ધ થઈ શકો છો તમે પંચગુરબી પીશો કે પંદર દીવસના વૃત રાખશો !

હું—મહારાજ ! હુ પંચગુરભી પીવાને તયાર છુ પંદર દિવસ વૃત રાખી શકીશ નહિ કેમકે સખત ગરમીના દિવસો છે એ તો ફરમાવો કે પંચગરભી કોને કહે છે !

**પંડિતજી**—ગંગાજળ, દહી ગાયનો ગોબર અને ગાયનો મુત્ર અને પતાસા એ પાંચ ચીજોને મેળવીને પંચ-ગરભી કહે છે એનો એક ગલાસ પીલો અને ચાલ્યા જાઓ, પણ હવે પછી એવુ કરશો નહિ

હું—પંડિતજી મહારાજ ! હુ સખત તાજુબીમા છુ કે બહારની બાજુ કુક મારવાથી તો હુ અશુદ્ધ (નાપાક) થઈ ગયો, અને આવી ગલીચ નાપાક ચીજો પીવાથી કેવી રીતે શુદ્ધ થઇ જઈશ? એથી તો એજ સારૂ છે કે હુ પંદર દીવસ વૃત (રોજા) રાખુ

પછી પંડીતજી સાહેબે મને ઉલટ સીધુ સમજાવ્યુ પણ મને સમજ પડી નહિ છેવટે હુ વૃત (રોજા) રાખવાને તયાર થઈ ગયો એટલે માબાપે મને પુરા પંદર દીવસ સુધી પોતાના ખાણપાનથી દુર રાખ્યો પણ મારા

દિલમા એ વાતચીતે એવી કાઈ બેચેની પેદા કરી દીધી, કે સત્યતા અને અસત્યતા કયા ધર્મમા છે! તે તજવીજ કરવી અને એ વાત મને ઘણી નવાઈ ભરેલી જણાઈ કે એક સાધારણ વાત કે જેનાથી કોઈ જાતનો નુકશાન નથી છતા નાપાક બતાવવામા આવે છે અને ગોબર અને ગાયનો મુત્ર એવા પાક સમજવામા આવે છે, કે તેનાથ નાપાકી દુર કરવાને માટે માણસને બવગાવવાની ફરજ પાડવામા આવે છે એ તજવીજમા તો પડયો, પણ તેનુ પરિણામ એ આવ્યુ કે હુ એકલોજ નહિ બલકે મારી સાથે ઘણા સ્વદેશી હિદુ ભાઈઓ હિદુ ધર્મને તજી દઇને ખુદાની ઈનાયતથી હવે મુસલમાન છે અલ્લહમ્દો લીલ્લાહે અલા જાલીક

એવી જાતના બીજા હજારો દાખલા છે, કે જે હમેરોજ બજારમા આપ જોતા હશો એટલા માટે હવે વધારે બયાન કરવાની જરૂર નથી

ઙરઆના અગર કસ્અસ્ત યકહરફ બસ્ત

**છુતછાતનીશરૂઆત**—ખરી રીતે કોઇ પણ કહી નથી શકતો કે હિદુસ્તાનના હિન્દુઓમા છુતછાતનો રીવાજ મુસલમાનોના આવવા પહેલા મવજુદ હતો અથવા મુશલમાનોના આવવાથી એ રીવાજ થયો અથવા કોઈ ઇત્તિહાસ પરથી પણ નથી માલુમ પડયુ કે એ રીવાજની શરૂઆત કેવી રીતે હિન્દુઓમા થઈ છે! અક્કલ બેશક એમ જણાવી

શકે છે, કે જ્યારે હિન્દુસ્તાન બીજી કોમથી ખાલી હતો એમ મુસલમાનો આબાદ નહોતા અને પારસી, યાહુદી, ઈસાઈ વગેરે વેદોની મુનકીર કોમનુ નામ નીશાન પણ નહતુ ત્યારે મીરાસી કુંજડા નાચનાર ગાનાર પણ એજ કોમનાજ હશે, અને ટેડ, ચમાર, મોચી, હજામ વીગેરે નીચ કોમ પણ એમાથીજ હશે એજ કારણ છે કે વેદમા કેટલાક નીચ કોમનુ પણ વર્ણન મવજુદ છે જ્યારે એકજ જાતી હશે ત્યારે ખીયાલ કરી શકાય છે કે તે વખતે તેમનામા કુતછાત જરા પણ હશે નહિ, આ વખતે દુનીયામા આવા કેટલાક નસીબદાર શહેરો મવજુદ છે કે જ્યાની તમામ પ્રજા એકજ કોમ એકજ ધર્મને માનનારી છે એકજ ધર્મનો એક સપુત અદાલતના તખતને શોભાવી રહ્યો છે પણ બીજો કમનસીબ કપુત કોઈ શરીફ અથવા નેક માણસની હજામત કરવામા કે લુગડા ધોવામા ગુથાયેલો છે ત્રીજો વળી ઝાડુ દેવામા સતોષ માનીને ખાનદાનની બદનામીનુ કારણ બનેલો દેખાય છે જેને એવો સીન જોવો હોય તો તે જરા અફઘાનીસ્તાન, તુરકસ્તાન, અરબ, મીસર, ફ્રાન્સ, ઇગલાડ, અમેરીકા વગેરે મુલકો ફરીને જુએ એટલે ત્યાના લોકોના માહોમાહેના હેવાલો આ લખાણની મુજબ ખરા જણાઈ આવશે

આપ એમ પણ માની લેશો કે મુસલમાનોના આવવા પહેલા હિન્દુ લોકોમા દરેક પ્રકારના હુન્નરવાળા માણસો

જરૂર હશે તો પછી એમ થઈ શકતુ નથી કે બ્રાહ્મણ વિદ્યા (ઇલ્મ) પણ ભણતો હોય પુજાપાઠ પણ કરતો હોય ખેતીવાડી પણ પોતેજ કરતો હોય, પોતાના લુગડા પણ પોતેજ ધોતો હોય, પોતાના જોડા પણ પોતેજ શીવતો હોય ઝાડુ વાળતો હોય પાણી ભરતો હોય અને દરેક કામમા હુન્નર ધધામાં બીજા કોઈનો મોહતાજ ન હોય, તે જમાનો તો લાખો વરસ થયા પોતાનુ સીન દેખાડીને ગુજરી ગયો આવા સુધારાવાળા ફેશનદાર વખતમા આવી જાતનો ખીયાલ કરવો પણ અશકત જણાય છે એટલા માટે એજ મત કાયમ થઈ શકે છે કે જ્યારે હિન્દુસ્તાનમા રાજાથી પ્રજા સુધી એકજ ધર્મ પાળનાર હશે તો જરૂરી છે કે તમામ નીચ કોમો પણ એમાથીજ હશે

જેવી રીતે ઉપલી વાતનો ખરાપણાને કોઇ પણ દાખવાની જરૂર નથી તેવી રીતે એ વાત પણ ખરીજ મનાશે, કે મુસલમાનો જયારે હિન્દુસ્તાનમા દાખલ થયા છે ત્યારે બહુજ રોબ દાબ અને દબદબાની સાથે દાખલ થયા છે એમના એમના એક હાથમા તો મુકદ્દસ ઇસલામની પાક કીતાબ હતી અને બીજા હાથમા સ્નેહ અને નેકબખતીનો વાવટો ફરકતો હતો, એ વાત માનવા લાયક નથી અને સમજમા પણ નથી આવતી, અગર કોઇ ઇતિહાસપરથી પણ નથી જણાતુ કે હિન્દુસ્તાનમા મુસલમાનો

દાખલ થતી વખતે તેમની સાથે સ બ્યાબ ધ બહોળી મર્યાદામા કમીની કોમો પુણ દાખલ થઇ છે પણ એટલુ સમજાય છે, કે જયારે તે ભાગ્યવતોએ હિ દુસ્તાનમા આવીને ઇસલામી રાજયનો પાયો જમાવ્યો ત્યારે તેમની ચાકરી કરવાને અને ફરમાન બજાવવાને માટે એજ હિ દુ લોકોજ મુકરર થયા હશે, એજ મહાત્માઓ તે વિજયી કોમની તમામ જરૂરીયાતોના ગુલામીના હકો બજાવતા હશે એજ લોકો તેમના સાઇસ હશે, એજ લોકો તેમના જોડા ઉઠાવતા, લુગડા ધોતા અને ઝાડુ વાળતા વીગેરે કામોને પોતાની આબરૂ ઇજ્જતનુ કારણ માનતા હશે

મુસલમાનોની ધાર્મિક પવિત્રતા અને ઇસલામી દબ દબાનો ખ્યાલ કરતા અમે એમ પણ માનીએ છીએ કે જયારે એ પવિત્ર જ્ઞાતીએ પોતાના તાબામા હિ દુઓની જી દગી ગુજારવાની રીતભાત અને ધર્મનીતિને દેખી હશે ત્યારે જરૂરી છે કે તેમણે આવી અજ્ઞાન કોમ, મુર્તિપુજક, હઠધર્મ નાપાક તેહઝીબ વગરના અને નીમકહરામી કોમથી અલગ રહેવુ જરૂર પસ દ કર્યુ હશે

આજકાલ જોઇએ તો માલમ પડે છે કે હિ દુસ્તાનમા સતેજ વિદ્યાની રોશનીના દરયા જારી છે જાહેલ કોમો તહઝીબના માર્ગપર બેખટકે દોડતી દેખાય છે જ ગલી કોમો વહેમ અને ખયાલપુજાના ચકરોમાથી નીકળીને પોતાને

વિદ્યા-જ્ઞાનના અભુષણથી ગોભાવી રહી છે, ત્યારે આ વખતે પણ એજ વેદોના પુજારીઓ જીહાલત અને ગુમરાહીના ખાડામા ઉંધા મોઢે પડેલા હાલસુધી નીશામાજ છે

જ્યારે એક ખુદાને માનના ! મુસલમાનો હિન્દુસ્તાનમા પધાર્યા છે તે વખતે હિંદુઓની જે સ્થીતી હતી તેનો ખરો નકશો જોવો હોય તો મનુસ્મૃતિ જુવો વેદોના મજમુન પઢો શાસ્ત્રોની અનીતી ભરેલી કહાણીઓ અને શરમભરેલા કિસ્સાઓ વાચી જુઓ તો આવી મુર્તિપુજક અને જાહેલ કોમનો ઠીક ઠીક હેવાલ જણાઇ આવશે

ટુંકમા જણાવવાનુ કે મુસલમાનોના આવવાની વખતે હિંદુઓની તમદ્દુની અને ધાર્મિક જીંદગી બહુજ ખરાબ, ભયાનક અને શીખામણ આપનારી હાલતમા હતી શરાબ નોશી, જીનાકારી, જુઆબાજીનો આમ રીવાજ હતો એક ખુદાપાકના બદલે તેત્રીસ કરોડ દેવતાઓની પુજા કરવામા આવતી દરીયા, પર્વતો, નદી, નાળા, પહાડ અને પશુઓના સીવાય લીંગ અને ભગ પુજાનો આમ દસ્તુર હતો એજ પ્રમાણે બીજી હજારો ખરાબીઓ હતી જેને જોઇને ખુદાને માનનાર અને શરમવાળા માણસોના દીલ કકડે કકડા થઇ જાય છે,

આનો અણગમો સીન જોઇને કેમ માની શકાય ? કે ઇસ્લામના જાનનિસાર ખાદીમોએ એવી જંગલી કોમથી

મેળાપ વધારવા અથવા બેસવુ ઉઠવુ પસંદ કર્યુ હોય વળી ઇસ્લામી ધર્મ તો એ પણ કહી રહ્યો છે, કે ખુદાના સીવાય બીજાને પુજનાર નાપાક છે (ઇન્નમલ મુશરેકુના નજસુન) તો કેમ બની શકે ! કે તેવા ઈસલામી ગુરાઓ, ઇશ્વરના વહાલાઓ. ખુદાના આમ હુકમથી ઉલટુ કરવાની હિંમત કરીને ખુદાના શત્રુઓ સાથે હળી મળી રહેવા પસંદ કરે

જે માણસને મારી વાતની સત્યતા જોવી હોય તો તે યારકંદ, બુખારા વીગેરે ઈસલામી શહેરોમા જઈને આ કોમનો હેવાલ પોતાની આંખે જોઈ લે,

યારકંદના મુસલમાનો હિંદુઓથી સખત છુતછાત રાખે છે, તે એટલે સુધી કે જે દીવસે વરસાદ થાય છે તે દીવસે તો હુકમથીજ કોઇ પણ હિંદુ બજારોમા ખુલાસી રીતે ચાલી ફરી શકતો નથી તે એટલા માટે કે કોઈ દીન દાર મુસલમાનના લુગડા નાપાક ના કરે

હા ! એવુ છે કે તે વખતના હિંદુઓમા પણ જાત પાતનો ભેદ એવોજ હશે કે જેવો આ વખત હિંદુઓમા માલમ પડે છે, અથવા તેવી રીતે જે મનોજી મહારાજે હીદાયત ફરમાવી છે વળી મે પણ આ વાત પહેલાજ અરજ કરી દીધી છે કે તે વખતના હિંદુઓમા પણ દરેક રીત રીવાજ અને દરેક જાતના લોકો હશે ગાનારાઓ, મીરાશી કંજર, હીજડા, ભંગી, મોચી, ચમાર વીગેરે નીચ કોમો

પણ એમાથી બહોળી મ બ્યામા આબાદ હશે અને એઓમા આજકાલની પેઠેજ ધર્મનુ જુદાપણુ જરૂર હશે નહિ તો વેદ મ ત્રોમા એવી નીચ કોમોનુ વર્ણન આવત નહિ

ફરી જ્યારે ઇસલામી નુર અને તેજ હિ દના જુના અ ધકારને હઠાવવા લાગ્યુ, વેદોના ફ દામા ફસેલા ગાટી ઉ ઘમાથી જાગીને ઇસ્લામી ધર્મની છાયાયા આવવા લાગ્યા, ત્યારે ઈસલામના પવિત્ર પા૦ **ઇન્ના અકરમાકુમ ઇનદશાહે અતક્કાકુમ** (તમારામાથી જે પરહેજગાર છે, તે ખુદા પાસે આબરૂદાર છે ) પ્રમાણે અને **ઇન્ના મલ મોમેનુના ઈખ-વતુન** (બધા ઈમાનવાળાઓ એક બીજાના ભાઇ ભાઈ છે ) ની રીતે જાતભેદ નાશ થયો હશે વ શ કે કર્મભેદ પણ નહી હોય એટલા માટે નીચ કામ કરનારી કોમો પણ પોતાના પુર્વજોના દેખાદેખી પોતાનુ જુનુ ધર્મ તજીને મુસલમાન થઇ ગયા હશે કેમકે કહેવત છે કે અન્નાસો **અલાદીનેમોલુકેહીમ** (માણસો પોતાના બાદશાહની રીતભાત સ્વીકારે છે) પણ તમે જાણો છો કે

(હરયકેરા બાહરેકારે સાખત દ) (મયલેઓરા દરદીલશ અ દાખત દ

એટલે દરેક માણસને જુદા જુદા કામો માટે બનાવ્યા છે તેની ઇચ્છા પણ તે કામ તરફજ દોરાય છે

તમામ કામ કરનારી કોમો મુસલમાન થઇ ગઈ, છતા પોતાના બાપદાદાના ધ ધા રોજગાર પર કાયમ રહી ચગા જે

કદી ઇસ્લામી બાદશાહો તરફથી એવા નવા મુસલમાનોના માટે વિદ્યાજ્ઞાન આપવાની કોઈ ખાસ વ્યવસ્થા કરવામા આવતી હોત, તો બની શકતુ હતુ કે એ લોકો પોતાના બીજા મુસલમાન ભાઇઓની પેઠે તહઝીબન આભુશણથી શોભવા લાગતા, અને વિદ્યાજ્ઞાનના તત્વથી નમો દાગ થઇને પોતાના અનગીતભર્યા અને નીચ ધધાઓથી દુ થાત પણ એ લોકો એવાજ હાલમા રહી ગયા, અને એવા લોકો પહેલાજ હિંદુઓમા શુદ્રના અણગમા નામથી ઓળખાતા હતા, વળી હવે મુસલમાન થવા બાદ તેઓને વધારે ખોટું લાગ્યુ એટલા માટે જુદાપણાની રીત વધારે મજબુત થઇ ગઈ, આ તરફ મુસલમાનોમા પણ એ ... અજ્ઞાનપણા અને નીચ પણાના લીધે પુરી રીતે ભળી શક્યા નહિ ઇસ્લામી ધર્મે તો જાતપાતના ભેદ અને ધધારોજગારના ફરકને માટીમા મેળવ્યુજ હતુ કુરાનશરીફ **લાઅનસાબા બયન કુમુલ–યવમા વલાઅનતુમ તુસઅલુન.** "કીયામતના દીવસે ખાનદાન પુછવામા નહિ આવે) કહીને પછી **જાતના** ભેદોની જડ ઉખાડી કાઢી અરબના હાદીએ ... અરબી કોમોને ઇસલામમા દાખલ થઇ જવા બાદ એકજ લડીમા પરોવ્યા હતા, પણ હિંદુઓની સોબતે અને આવા **નવા** મુસલમાનોની સ્વભાવી રોગે હિંદી મુસલમાનોને પણ પોતાની અસર કરી દીધી

આવી જાતના દાખલાઓ અમારી પાડોશી ઈસાઈ કોમમા પણ મળી શકે છે અમારા પ્રમાણે એ લોકો પણ છુતછાત અને બીજા બહુથી બચી રહ્યા છતા એમનામા પણ નીચ કોમો સાથે તેજ પ્રમાણે વર્તન થાય છે જે પ્રમાણે તેઓ હકદાર છે અને લાયક છે, એટલે સુધી કે દેશી ઇસાઇ કોઈ પદવીનો કાયમ મુકામ થઇ શકતો નથી અને કોઈ યુરોપીયન નગીક લેડી સાથે પરણી શકતો પણ નથી

હા એમ થઇ શકે છે કે એવા દેશી ઇસાઈ કે જેઓ આ વખતે ખાનદાની ન હોવાના કારણે અથવા નીચ કોમો સાથે સબંધ રાખવાના કારણે તુચ્છ નજરે દેખાય છે તે જો કદી પોતાની સ્થીતી સુધારીને અને પોતના બાલબચ્ચાઓને વિદયાગ્નાન સારૂ આપે તો એમા શક નથી કે તેઓ પણ કેટલાક વખત પછી પોતાની ઇચ્છા ફળીભુત પામી શકે એજ રીતે હજારો એવા નવા મુસલમાનો છે કે જેઓ પહેલા કમીની કોમ સાથે સબધ ગણતા હતા, પણ મુસલમાન થતાજ પોતાની હાલત સુધારવામા વિજયી નિવડયા આ કાયદો કુદરતનો છે કે જે લોકો પોતાની ગુજારેલી જીદગી અને હાલની સ્થીતીને વખોડીને ઈસ્લામમા ફકત એટલા માટેજ દાખલ થાય છે, કે દુન્યામા ખુદા સુધી પહોચતો રસ્તો કોઇ છે, તો તે ઈસલામજ છે અને દુન્યવી ઉનતીનુ કારણ પણ ફકત ઈસલામજ છે તો તે લોકો ઇસલામી

સ્તાનમા કેટલાક છે કે જેઓ ઇસલામી જરૂરીયાતોથી અજાણ બેખબર હોવાના લીધે અધકાર ખાડામા ગરક છે. અથવા કોઈ અમલથી દુર છે, અને નામનાજ મુસલમાન છે. **વલમ્માયુદ ખેલલ ઈમાનો ફીકુલુબેહીમ** (હાલ સુધી તેમના દીલમા ઈમાન દાખલ થયુ નથી) તો પછી તેમના દુષ્ટ કર્મો થકી, ઇસલામને કશી જાતની બદનકશી લાગતી નથી મતલબ કે મુસલમાનોમા હાલની રજીલ કોમોનુ હોવુ હિદુઓની મહેરબાનીનુ જ પરિણામ છે એ જાતની બદમાશ રજીલ અને કમીની કોમો હાલ પણ હિદુઓમા સબધાબધ મવજુદ છે આવી જાતના લોકો જો કદી ફકત ઇસલામમાજ હોત અને હિદુઓમા નહોત તો હિદુ સાહેબોનો હક હતો, કે તે કેટલાક માણસોથી તેમના અજ્ઞાનપણાના લીધે દુર રહેતા પણ અફસોસ તો એ છે, કે એવો અજ્ઞાનવાળો જગલી રીવાજ ફકત મુસલમાન કહેવાતાની સાથેજ વ્યાજબી ગણાયો છે પછી તે મુસલમાન શરીફ હોય કે રજીલ હોય, ચોખ્ખો હોય કે મેલો હોય આબરૂદાર હોય કે બેઆબરૂ હોય એતો બધાને એકજ લાઠીએ હકારવામા આવે છે હિદુ ભલી જાતના એથી જુદા છે હિદુ હોય તો પછી તે કજર, ડુમ કે ભીગરી હોઇ કે જીનાકાર હોય, કે શરાબી હોય જુવારી હોય કે બદમાશ હોય, તે બધા ભાઈ છે જો કદી સ્વધર્મ અને સ્વજ્ઞાતીના કમીના અને બદમાશ સાથે પણ એજ પરમાણે છુતછાત રાખવામા આવત કે જેવી

ચુસલમાનોથી રાખવામા આવે છે, તો પછી અમને તેમના પર કશો સવાલ નહોતો વળી અમે પણ સમજતા કે ખરેખર રજીલ કોમથી દુર રહેવુ ધાર્મિક હુકમ છે

## પરિણામ

ઉપરના લખાણથી નીચે પ્રમાણે સાબેત થાય છે

૧ હિંદુઓમા હાલના જેવી છુત્તછાતનો રિવાજ મુસલમાનોના આવવા બાદ સરૂ થયો છે જો પહેલા હશે તો એવો હશે કે જેવો હાલમા હિંદુઓની જુદી જુદી કોમોમા છે

૨ મુસલમાનોમા જેટલી રજીલ કોમો મવજુદ છે કે જે આજ સુધી ઈસલામી નીતીથી અજાણ છે તે હિંદુઓની રજીલ કોમમાથીજ છે અને નામનાજ મુસલમાન છે

૩ આવી છુતછાત ફકત મુસલમાનોને નુકસાન અને તેમની આબરૂ લેવાના ઈરાદાથીજ છે, જો કદી આવી ખોટી રીતે જાહેરી ખરાબી અને બાતેની નાપાકીના લીધે હોત, તો હિંદુ લોકો પોતપોતાના સ્વધર્મીઓથી પણ એજ પ્રમાણે મુસલમાનો સાથે વર્તે છે, જ્યારે એ વાત નથી બલકે એ જંગલી રીવાજના હકદાર ફકત મુસલમાનેજ ગણાય છે તે મુસલમાન ગમે તો શરીફ હોય અને પાક સાફજ હોય પણ તેની સાથે આ નીચ વર્તણુક જરૂર કરવામા આવે છે, તો પછી અમે કહી શકીએ છીએ, કે આ ઉઘાડી ના ઈનસાફી

છે, અમને બે આબરૂ કરવા અને નુકસાન પહોચાડવાના ઇરાદાથીજ શોધી કાઢેલ છે, એના સિવાય આવા રિવાજનો બીજો કોઇ હેતુ નથી જણાતો

## છુતછાતના ફાયદા અને નુકસાન

છુતછાતના રીવાજથી હિંદુઓને જેટલો ફાયદો અને મુસલમાનોને જેટલુ નુકસાન થયુ છે, તે તો સુર્યનીપેઠેજ જાહેર છે હિંદમા ઇસ્લામી આબાદી આ૮ કરોડ છે અને હિંદુ તેવીસ કરોડ છે, છતા પ્રમાણમા સરખાવતા મુસલમાનો બહુજ પડતી હાલતમા છે એટલે વ્યાપારમા પણ તેમની સખ્યા ઠીક નથી, અને નોકરી વર્ગમા પણ તેમની સખ્યા ઓછી છે, હિંદુઓ પોતાના આ રીવાજની જબરી પોલીસી અને એનજીર હકુમતથી બીજી કોમને બનતી કોશીશે પોતાના પગાથી ફાયદો ઉઠાવવા દેતાજ નથી, આવી છુતછાતના લીધે તમામ જરૂરી વ્યાપાર તેમના વારસામાજ ચાલ્યો ગયો કે કોઈ શહેર હોય કે ગામ, કસબો હોય કે પ્રાંત, જ્યા તમામ જરૂરી ચીજોના દુકાનદારો અને કોટરાકટરો હિંદુઓજ નજરે પડશે એનુ જબરદસ્ત કારણ એજ છુતછાતજ છે દરેક જાતના હિંદુ લોકો છુતછાતના લીધે મુસલમાન દુકાનદાર પાસેથી કોઇપણ ચીજ લઈને કામમાં લઇ શકતા નથી એટલા માટે હિંદુ વસ્તી ઘણે પ્રકારે પોતાનાજ સ્વધર્મી દુકાનદારોની સાથે આપ લે કરે છે નાદાન અને

સમજ વગરના મુસલમાનો કે જે કોમી ફાયદાથી તદન અજાણ છે, અથવા જેમને આબરૂનો ખીયાલ નથી હોતો તે પણ હિંદુઓનીજ દુકાનોનીજ શોભામા વધારો કરવાના અને તેમનેજ લાભ આપવામા જરાપણ અચકાતા નથી એટલાજ માટે મુસલમાન દુકાનદારો પોતાના વ્યાપારમા જોઇતી ફતેહ મેળવી શકતા નથી

અમે ઘણીવાર જોયુ છે, કે પહેલા તો મુસલમાનોને દુકાનદારી કરતા શરમ આવે છે કેમકે એ લોકો સાધારણ રીતે થોડા વ્યાપાર કરવાને પોતાની બે ઇજ્જતી ગણે છે, જો કોઇ મરદે ખુદા કોઈ જાતની દુકાન ખોલવાની હીમ્મત કરે છે તો કેટલાક દીવસ પછી તેની શેળી એમજ કરકરી થઇ જાય છે,

આવા નવા ફેસલાનેજ કાયદા ક્યાથીજ થાય કેમકે હિંદુ લોકો ધાર્મિક હુકમ અને કોમી નુકશાનના કારણે મુસલમાન દુકાનદારોની નીકલથી ઘણા સુધી નાસી જાય છે વળી મુસલમાનોમાથી સેકડે પચાસ, હિંદુઓના દેવામા ફસાયલા રહે છે, એટલે સરખાપણુ ન હોવાના લીધે તે બચારો થોડા દિવસમાજ નુકશાન ઉઠાવીને નાસી જાય છે એની ખરાબ અસર એ થાય છે કે બીજા કેટલાક લોકો પોતાના હારી બેસેલા ભાઇની હાલત દેખીને આઇંદા વ્યાપારથી નિરાશ થઇ જાય છે એજ કારણથી મુસલમાનો

વ્યાપાર તરફ ધ્યાન બહુજ ઓછુ રાખે છે હવે તે મુસલમાનોનો હેવાલ સાભળો કે જેઓ ધધો અને હુન્નર કરે છે

એ લોકોની મહેનતથી ઘણુ હિદુ દુકાનદારોજ ફાયદો અને લાભ લે છે, મુસલમાનો કારીગર વહાણાથી સાજ સુધી જે કાંઈ બનાવે છે તે હિદુઓનેજ આપે છે એ લોકોને દીવસના ત્રણ ચાર આના મુશ્કેલથી પડતા હશે પણ હિદુઓ એમની સખત મહેનતથી પુરતુ લાભ લે છે લવાર કનારી વણનાર લુગડા વણનાર, તારકશ વીગેરે કામો એ એ વાતે સરખા છે તેમાથી દાખલા તરીકે એક કામનુ વર્ણન આપને અરજ કરૂ છુ

મશરૂ વણવાનુ કામ અહી ઘણુ ચાલે છે, ને લાખો રૂપીઆનો મશરૂ જુદા જુદા પ્રકારનો તયાર થઈને બીજા મુલકોમા ભારી કીમતે વેચાય છે હિદુ દુકાનદારો બીજા મુલકથી રેશમ મગાવે છે તે અહી આવીને પહેલા સાફ કરાવવામા આવે છે, તે સાફ થઇને રગરેજને ત્યા પછી ત્યાથી પાનારાઓને ત્યા પછી રાજભરને ત્યા અને ત્યાથી વણકરને ત્યા વણવાને મોકલવામા આવે છે ત્યાથી તયાર થઈને હિદુઓ પાસે પહોચી જાય છે, એટલે અહી અથાગ નફો લઇ વેચવામા આવે છે, કામ કરનારા મુસલમાન જેમની અથાગ મહેનતથી એ મશરૂ તયાર થયો છે, તે બધા દર વખતે પોતાના શેઠ એટલે હિદુ દુકાનદારોના ઓશીઆળા રહે છે

આવી જાતનો વ્યાપાર તે ગમે તો છુતછાતથી પણ દુર છે, છતા વ્યાપારમા પણ કોઈ મુસલમાનને હિંદુઓ આગળ વધવા દેતા નથી, જો કદી કોઈ મુસલમાન આવી દુકાન કરે તો બસ બધા હિંદુઓ સંપ કરીને એને બરબાદ કરવામા જરાપણ બાકી નથી રાખતા

ઉપર પ્રમાણે હિંદુ લોકો દરેક વખતે અમે મુસલમાનો ને નાબુદ કરવાને તઈયાર રહે છે અને એજ પ્રમાણે નેકરી વર્ગમા પણ જોવામા આવ્યુ છે

સરકારી ઓફીસોમા અને ગવર્નમેન્ટી નોકરીઓમા પણ હિંદુઓની સંખ્યા બહુજ વધારે છે, ઉંચા હોદાઓથી લઈને અદના નોકર સુધી બધા એજ હિંમતવાન પણ હટધર્મી કોમોના નવ જુવાન જોવામા આવે છે મુસલમાનો તેમના પ્રમાણમા એવા છે જેવા કે આટામા મીઠુ તો પણ એ લોકો હમેશ મુસલમાનોને તકલીફ અને અડચણો કરવા ચુકતા નથી તેમને બર તરફ કરવાની કોશીશમાજ રહે છે એકડો આબરૂદાર હોદેદાર મુસલમાનો ફકત મુસલમાન હોવાને લીધેજ બે આબરૂ થયા કેટલાક આબરૂદાર મુસલમાનો પર જુઠા કેસ લાગુ પાડવામા આવ્યા વળી તેમને પેપરદ્વારે બદનામ કરવામા આવ્યા, તેમને હાકીમોની નજરમા તુચ્છ દેખાડવાની કોશીશ કરવામા આવી અને કરવામા આવે છે, મતલબ કે ધોળા લુગડા વાળા આબરૂદાર મુસલમાનો તે ગમે તો વ્યાપારી હોય કે અંગરેજી

ગવર્નમેન્ટના નોકરો હોય પણ આવા હરીફોની આખમા કાટા સમાન ખુન્ચ્યા કરે છે જે દોસ્તોને એમની પાડોશમા રહેવા અથવા એમની સાથે કોઈ ઓફીસમા નોકરી કરવાનો વખત મળ્યો છે, તે આ બાઈબ ઘોના હથકડાથી સારી પેઠે વાકેફ છે

ટુંક સાર એ છે કે આ વખતે હિંદના હિંદુ ભાઈઓ અમે મુસલમાનોને નાબુદ કરવાની ફીકરમા છે, જો કદી મુસલમાનોએ પોતાની સભાળ અને પોતાની કોમની લાચારી દુર કરવાની કોશીશ કરી નહિ, તો પછી અમારી આઇન્દા હાલત હાલ કરતા પણ વધારે ખરાબ થઈ જશે

## હેતુ

યારા વાચકો ! આ સઘળી મારી રામકહાણીનો હતુ અને દીલનો દરદ જાહેર કરવાની મતલબ તો આપ જરૂર સમજી ગયા હશો હવે અમારે એવી તજવીજો કાઢવી જોઇએ, કે જેથી અમે પોતાની કોમમા વ્યાપારનો ખ્યાલ પેદા કરી શકીએ, આપણ આપણા બેખબર ગાફલ ભાઇઓમા કોમી ખીયાલ અને એક બીજાની હમદરદીના ઓનેરી કાયદાઓ જમાવી શકીએ જે મુસલમાનો હિંદુઓની પાસેથી નાપાક અને પલીદ ચીજો ખરીદીને ખાય છે અને તેમની પાસે પોતાની બેઇજતી કરાવે છે તેમને મુસલમાનોની સાથે ખરીદ વેચાણ કરવાનો શોખ આપીને આ બે ઇજતીથી અને બેગેરતીથી બચાવીએ, જેમ બને તેન

મુસલમાનનો પઈસો ગેર કોમના હાથમા જતો અટકાવીએ, જો કદી અમારા ધર્મી વિદવાનો, આલીમો આ તરફ ખ્યાલ કરે, તો એ કામ સહેલાઇથી થઇ શકે છે અમારા આલીમો જેવી રીતે મુસલમાનોની આકેબત સુધારવાના કામમા લાગી રહે છે, તેવી રીતે દુનીયાની ખેરખાહીના સામાન પણ એકઠા કરવાની કોશીશ ફરમાવ્યા કરે તો અમારી તમામ મુશકેલીઓ દુર થઈ શકે છે ત્યારે ઉલમાએ દીનની આબરૂ કાયમ રહેશે કે તેમના પેરોકાર—હુકમ માનનારાઓ સારી હાલતમા હોય, અને હાલત સુધારવાની એનાથી સારી કોઇ તજવીજ નથી હોઈ શકતી કે મુસલમાનો દરેક જાતની દુકાનો ઉઘાડે, દરેક ખાતામા પગલા આગળ ભરે, દરેક દુનીયાવી અને દીની કામમા એક બીજાની મદદ કરે

જેવી રીતે હિંદુ લોકો પોતાની કમાઇનો એક પઇસો પણ અમે મુસલમાનો સુધી પહોચવાદેતા નથી તેવી રીતે અમો મુસલમાનો પર પણ ફરજ છે, કે અમે પણ પોતાના માલો દોલતને બીજાઓના હાથમા જતી અટકાવીયે, કુરાનશરીફની એક આયત છે (ઇનનલજીના કફરૂ બાદહુમ અવલીયાઓ બાદ અલ્લા તફઅલુહો તકુન ફીતનતુન ફીલ અરદે વ ફસાદુન કબીર (અય મુસલમાનો તમે જુવો છો કે કાફર લોકો એક બીજાના ભાઈબધ દોસ્તદાર છે, તે તમે પણ એવુજ સપ ન કરશો તો દુનીયામા અનેક જાતના ફીતના અને મોટા ફસાદ ઉઠશે

ઉપરની આયતમા અમને ખુલ્લી રીતે હીદાયત કરવામા આવી છે, કે અમે મુસલમાનો દુનીયાવી અને દીની મામલામા બધા સરખી રીતે મળીને કોશીશ કરીએ, અને તેમા બીજાની મદદ કરીએ જો કદી અમે આ થોડા દીવસની જીદગી હળી મળીને નહિ ગુજાનીશુ તો જરૂર અમને એવા સખત નુકસાનો અને મુસીબત સહન કરવી પડશે કે જે કુસપીના પરીણામમા જાહેર થાય છે



# હિન્દુ આભડછેટ.

આ વાત તો ખરેખર માનેલીજ છે, કે હિન્દુ આભડછેટ પ્રાચીન કાળથી નથી અને એ નાની ઉમરનીજ છે એનો સબંધ હિન્દુ ધર્મ સાથે કાંઈ પણ નથી પરંતુ આ વિષય પોલીટીકલ અથવા વ્યવહારિકજ છે

જો કદી આટલુજ હોત, તો પણ કાંઈ વાંધો નહોતો પરંતુ હવે તો માનસિક શ્રદ્ધા ને કલંક લગાડી એકયતા અને સ્વતંત્રતાની શત્રુ બની માણસાઈ અને હમદરદી ઉપર અસહ્ય હુમલો કરવાના દરજ્જે પહોચી છે, એટલાજ માટે કે તેમા એક બીજાની તરફ તિરસ્કાર ઈર્ષા અને અશાંતીનો જુસ્સો છુપેલો મવજુદ છે એટલે તે સદંતર ધિક્કાર સાથે તુચ્છ કરવાને લાયક છે

આભડછેટનો સબંધ શુ હિન્દુ ધર્મની સાથે છે ? એ સવાલનો જવાબ માટે અમારે હિન્દુ ઇતિહાસની તરફ દ્રષ્ટિ કરવી જોઈએ, પરંતુ તેમાથી તો એનો કયાએ પતો લાગતો નથી ઇતિહાસ જો કે વાર્તા અને કિસ્સાએથી જુદોજ વિષય છે છતા નાચાલતા અમારે તેજ ખોળવા પડશે.

**રામાયણ** અને મહા **ભારત** આ બન્ને ઉત્તમ વાર્તાઓ છે જેને દેખીને તેના રચનારની ઉત્તમ લાયકાતની સાબેતી મળે છે તેમાથી **રામાયણ** વાર્તાના હિરો અયોધ્યાના ચદ્રવશી રાજ્ય કુવર **રામ** છે જેમને જુના વિચાર વાળા હિદુઓ ઇશ્વરનો અવતાર માને છે, ને કહે છે કે ઈશ્વર પરમાત્મા રાવણને સજા આપવાને માટે દુનિયામા મનુષ્યના રૂપે પધાર્યા છે, પરતુ આર્ય સમાજીઓ એવી માન્યતાની હાસી ઉડાવે છે

**રામાયણ**મા લખેલુ છે કે રામચદ્રજીના પિતા શ્રી રાજા દસરથને અનેક રાનીઓ હતી, રાજાએ પોતાની એક રાણીની હઠને લીધે, પોતાના પુત્રને પુરા ચૌદ વરસના માટે દેશવટો આપ્યો **રામચંદ્ર**ની પતિવૃતા સ્ત્રી **સીતા** અને તેમના ભાઇ **લક્ષ્મણે** વફાદારીનો હક અદા કરવા સગત મુકી નહિ આ લોકો દક્ષિણ હિન્દુસ્થાનની મુસાફરી કરતા લકા સુધી જઈ પહોચ્યા આ બાજુ અનાર્ય લોકો વસતા હતા, અહીના રાજા રાવણ સાથે રાજ્ય કુવર રામચદ્રજીને અણુ બનાવ થઈ ગયો, **રામ**ના ભાઈ **લક્ષ્મણે** રાવણની બેન કુવરી સ્વરૂપનખાનુ નાક કાપી નાખ્યુ, એટલે રાવણ ક્રોધે બળી **રામ**ની સ્ત્રી **સીતાને** લઈ ગયો હવે **રામે** દક્ષિણના અનાર્ય કોમની મદદથી લકા ઉપર ચઢાઇ કરી અને તેમા **રાવણ** માર્યો ગયો

**રામ** ક્ષત્રી અને આર્ય હતા દક્ષિણ હિન્દુસ્થાનમા જે અનાર્યો એ તેમને સહાય કરી તે લોકોને આજકાલની બોલચાલમા શુદ્ર અછુત (અડકવાને લાયક નહિ) કહેવામા આવે છે, પરન્તુ મજકુર ખુલાસાથી સાબીત થાય છે, કે તે બન્નેમા કેટલો બધો સબધ હતો ? રામાયણમાજ છે કે **રામચંદ્રે** એક ભીલ સ્ત્રીના એઠા કરેલા બોર ખાધા એટલે **રામાયણ** ના લખાણ ઉપર હિન્દુ આભડછેટ ની વિરૂદ્ધતા નીકળે છે

**મહાભારત**મા કૌરવ અને પાડવ વિષેનુ વર્ણન છે આ બન્ને સગાભાઈઓની ઓલાદ હતા કૌરવનો બાપ આધળો હતો તેથી રાજપાટને લાયક નહોતો અને જેથી પાડુ રાજપાટ લઈને રાજય કરવા લાગ્યો આધળા ભાઈનુ નામ ધ્રુત રાષ્ટ્ર હતુ તેના એકસો પુત્રો હતા અને પાડવ ફક્ત પાચ ભાઈઓ હતા કૌરવો પોતાનો હક લેવાને માટે તયાર થયા અને પ્રપચી જાળ પાથરી જુગારમા તેમનુ રાજય જીતી લીધુ, એટલુ જ નહિ પરન્તુ તેમની રાણી દ્રોપદિને પણ જીતી લીધી હવે પાડવો થએલી શરત પ્રમાણે ચૌદ વરસને માટે દેશ વટે ગયા જયારે પાછા આવ્યા ત્યારે રણ ક્ષેત્રમા એક મહાન યુદ્ધ થયુ છેવટે પાડવોની જીત થઈ આ લડાઈમા શ્રીકૃષ્ણ અને ચદ્ર પણ આવ્યા હતા બલકે લડાઇ માટે ઉશકેરનારા તેજ હતા સનાતન ધર્મી હિન્દુઓ શ્રીકૃષ્ણને ઇશ્વર અવતાર માને છે

દિલચસ્પીને લીધે કલમ ક્યાએ ચાલી ગઇ છે કહેવાની વાત તો એ છે, કે મહા ભારતના જમાનામા છુતનો વજુદ નદન નહોતો બલકે કહેવામા એમ આવે છે કે હિન્દુઓની પડતીની શરૂઆતજ ત્યારથી છે વળી દાવો કરીને કહેવાય છે કે મહાભારતના યુદ્ધમા આખી દુનિયાના રાજાઓ એટલે યુરોપ અને અમેરિકાના રાજ્ય કરતાઓ પણ આવીને ભળ્યા હતા એટલે છુત અછુત ત્યા હોઇ શકેજ નહિ એ સીવાય શ્રી કૃષ્ણ જેવા પવિત્ર અને મહાત્મા કહેવામા આવે છે તે એક ચામડીઆ ખાટકીના ઘેર મહેમાન થાય છે અને તેનુ નોતરૂ કબુલ કરે છે. એટલે છુત અછુતના ખુલ્લા રદીઓ થાય છે મતલબ કે રામાયણ અને મહાભારતમા આભડ છેટનો ઉઘાડો રદીઓ છે

તમામ હિંદુઓ એ ચાર વર્ણમા વહેચાયલા છે બ્રાહ્મણ, ક્ષત્રી, વઇષ અને શુદ્ર પરંતુ આર્યસમાજીઓએ વેદિકજ્ઞાનથી બરોબર કહી દીધુ છે કે આ વહેચણી જન્મ પ્રમાણે નથી પરંતુ કર્મ પ્રમાણે છે એટલે કોઇ હિંદુ જન્મથી બ્રાહ્મણ અથવા શુદ્ર હોતો નથી, તેના કર્મ થકી બને છે એટલે જે માણસ પહેલેથીજ વિદ્યાજ્ઞાન પ્રાપ્ત કરે તે બ્રાહ્મણ જે લડવઇઓ યોધ્ધો અને શુરો બને તે ક્ષત્રી વેપાર વણજને ખેતી કરે તે વઇશ્ય છે અને હલકાને નીચ નામના કરનારાઓ શુદ્ર છે

ઉપરનો ખુલાસો પણ આભડ છેટને રદ કરે છે શુદ્રના પુત્ર આગળ વધીને બ્રાહ્મણ અને વઇશ્યનો છોકરો કાલે ક્ષત્રી બની શકે છે વળી બનવા જોગ છે કે બાપ શુદ્ર, પુત્ર બ્રાહ્મણ પૌત્ર ક્ષત્રી અને પછીનો પરિવાર વઇશ થાય! એટલે હવે આભડ છેટ કયા રહી છે છતા અમારી પાસે આભડ છેટની વિરૂદ્ધ એનાથી વધારે મજબુત સાબીતીઓ મવજુદ છે,

મનુજી મહારાજ હિન્દુ લોના કર્તા છે હિન્દુઓમા હજરત ઇમામ આઝમ (રહે૦) નો તેમનો દરજ્જો છે મનુજી મહારાજે વેદોમાથી કાયદાઓ કાઢયા અને કાર્યકર્મની વિગત દર્શાવી છે મનુસ્મૃતિ નામની મોતબર અને મશહુર કિતાબ છે મનુસ્મૃતિમા લખેલુ છે કે એકજ વખતે ચાર સ્ત્રીઓ પરણવાની છુટ છે પરન્તુ નિયોગ અથવા અમુક વખત માટે પૈસા ભરીને સ્ત્રી ભોગવવાની મના છે એના આર્ય સમાજીઓનુ સાહસ છે કે બ્રાહ્મણ ચાર, ક્ષત્રી ત્રણ વઇશ્ય બે અને શુદ્ર ફકત એકજ સ્ત્રીને પરણે અને તે પોતાના કુટુંબમાથીજ પરણે મનુજીમહારાજ કહે છે કે રૂપાળી સુંદરીને નીચજાતીમાથી પણ લઇ લેવી જોઇએ, આ કાયદાનો અમલ એવી રીતે થયો કે, ઘણા બગ હિન્દુ રાજાઓએ નીચજાતીની સ્ત્રીઓ (માછીઆરણ અને ખલાસણો) ની સાથે પરણ્યા છે ( જૂઓ શકુન્તલા અને ભિષ્મ પિતામા )

આ ખુલાસા વાર વિગતથી ઉઘાડુજ છે કે બ્રાહ્મણ. ક્ષત્રી વઇશ્ય અને શુદ્રના એક બીજાની વચ્ચે આભડ છેટ નુ હોવુ તદન અશકય દેખાય છે વળી મનુજી મહારાજ આભડ છેટને માટે ખુલાસાવાર ફરમાવે છે કે બ્રહ્મણ, ક્ષત્રી, વશ્ય અને શુદ્રોનુ ખાન પાન એકજ છે કેમકે જ્ઞાતિવર્ણ નું કારણ કર્મ છે

એના લીધેજ દુનિયાની સઘળી કવમોની સાથે ખાવુ પીવુ અને કન્યા વ્યવહારની છુટ છે હિન્દુ વાર્તાઓમા જે ને ઇતિહાસની પકિત આપવામા આવે છે કેટલાક અણ સમજ્યા નામ લેવાયા છે, તેને આર્યા સમાજના જ્ઞાની વિદ્વાનો કહે છે કે અમેરિકા અને યુરોપના મુલકોના આ બધા નામ છે અને ત્યા હિન્દુ રાજ્ય કરી હતે વળી ત્યા ના રાજ્ય કર્તાઓનુ ત્યાનીજ સ્ત્રીઓ સગે પરણવુ પણ વર્ણવેલુ છે, તો પછી એથી કરીને પણ આભડ છેટનો નદીઓ થાય છે

મનુજી મહારાજે ફેસલો આપેલો છે, કે પરજ્ઞાતી (બીજી કવમ સાથે) ખાવુ પીવુ અને કન્યા વહેવારની છુટ છે, કદાચ એમા મુસલમાનો પણ આવી ગયા હશે શુ આ વાત માનવામા પણ કાંઈ વિલંબ હશે કે !

ઉપરના લખાણથી સ્પષ્ટ જણાઇ આવ્યુ કે હિન્દુઓના જુદા જુદા વર્ગોમા આભડ છેટ કદી પણ હતી નહી એટલે

સુધી કે રામચંદ્રજી અને શ્રી કૃષ્ણજી એ ચામડીઆ ખાટકી ના ઘેર જઈને તેનુ ખાણુ ખાધુ વળી બહોળા વર્ગ હિન્દુ જ્ઞાતિઓ અને ફીરકાઓમા ચામડીઆ ખાટકી પણ ગણાય છે હાલના જમાનામા ફકત ગરીબ મુસલમાનોને કોઈ ખાસ કારણોના લીધે જ્ઞાતિમાથી જુદા કાઢયા છે, એટલુ જ નહિ બલકે માનસિક વર્ણમાથી કાઢી મુકયા છે આવી મહેરબાનીનો અમો આભાર માનીએ છીએ 'તુને ચાહે ઠોકર લગાઈ ચશમે મિલ્લત ખુલ ગઈ'

આભડ છેટ શુ છે ? અસહકાર છે બાઈકોટ છે, અસહ્ય દબાણ છે, અછુતોના વિરૂદ્ધ અલટીમેટમ છે, કે કાતો અમારામા ભળી જાઓ અમારો ધર્મ કબુલ કરીલો નહિ તો બે ઈજ્જતી અને તિરસ્કાર કરવામા આવશે તમારૂ નામ દુનિયાના પડદા ઉપરથી નાબુદ કરવામા આવશે પોતાના ધર્મનુ ઘોસરૂ જબરાઈથી બીજાને ગળે નાખવાનુ જ નામ અભડ છેટ છે એટલે બળાત્કારે પોતાના ધર્મનો પ્રચાર કરવો હાલના જમાનાની અશુદ્ધીની ચળવળે આ ભેદને તદન ઉઘાડો કરી દીધો છે પરતુ તાજુબીની વાત તો આ છે કે બળાત્કારે ધર્મ પ્રચાર કરવાનો આરોપ મુસલમાનોના માથે થોપવામા આવે છે, ખરૂ જોતા ઈસ્લામની પવિત્ર કિતાબે દુનિયામા જાહેર નોટીસ આપી દીધી છે, કે **લાઇકરાહા ફિદીન** ધર્મની બાબત જરાએ બળાત્કાર નથી

બ્રાહ્મણો અને બૌધ ધર્મવાળાઓ વચ્ચે યુદ્ધ થઇગયા. તલવાર ચાલી ગઇ તેને થોડોક સમય વીત્યો, છતા અમારા સ્વદેશી બધુઓ તેને તદ્દન ભુલીજ જાય છે

આ એક ઇતિહાસિક હકીકત છે, કે અરબસ્તાન અને હિન્દુસ્તાન અને તેની આસપાસના બેટ, લ કા વગેરેમા ઇસ્લામની પહેલા પણ વ્યાપાર સ બ ધ હતો અને અહી આ અરબલોકો વ્યાપાર અર્થે આવતા જતા હતા. હિન્દ વાસીઓ સાથે લાગવગ હતી અને હિન્દુઓ તેમનાથી આભડ છેટ ગણતા નહોતા પછી ઇસ્લામ પ્રગટ થયા બાદ બહોળો સ બ ધ થઇ ગયો, આ વખતે તે જમાનો હતો કે જ્યારે બૌધ મતને વેદક ધર્મ તલવારના જોરથી નાબુદ કરતો હતો અને તે મરણ વખતનો છેવટનો ... લઇ રહ્યો હતો

દક્ષિણ હિન્દુસ્તાનના મલબારના એક હિન્દુ રાજાએ **"સોઆ જિઝએ શકકુલ કમર'** (હઝરત રસુલ કરીમના ઇશારા થકી ચ દ્રમાના બે કકડા થઈને જમીન ઉપર આવવા વિષનો) ચમત્કાર ખુદ પોતાની આંખે જોઈને કેટલાક માણ-સોને તેની તજવીજ કરવા માટે મોકલ્યા એટલે તેને માલુમ પડયુ કે એ અરબી પયગમ્બર (સ અ, વ સ ) નો ચમત્કાર હતો એટલે રાજા પોતે અરબસ્તાન તરફ રવાને થયો અને ત્યા જઇને મુસલમાન થઇ ગયો અને ત્યાજ મરણ પામ્યો.

આ બનાવ ઉપરથી પણ આભડ છેટના રીઓ થાય છે. તે વખતે જો કડી આવો રિવાજ હોત તો રાજા પોતાને ઘેરથી બહાર કેવી રીતે જઈ શકત ? અને ઇસ્લામી મુલક અરબસ્તાનમા કેવી રીતે જત ?

મલબારનો મોઅતબર માન્ય પામેલો એકજ ઇતીહાસ ' તોહફતુલ મુજાહેદીન ' નો લખનાર પોતાની આંખે દેખેલા બનાવો એવી રીતે જાહેર કરે છે કે "મુસલમાનોના વ્યાપારના લીધે હિન્દુસ્તાનના પશ્ચિમ કીનારાના બંદરોની વસ્તીઓમા ઘણો બહોળો વધારો થયો છે (એટલાજ માટે) આંહીના સરદારો અને રાજાઓ ઇસ્લામની મોટી ઇજ્જત કરે છે હીંદુ રાજાઓ મુસલમાનો સાથે પ્રેમ અને માન્ય સાથે સદવર્તણુક રાખે છે" આ ઇતીહાસીક લખાણથી શુ એ વાત સાબીત નથી થતી ? કે તે વખતમા મુસલમાનોને મલેચ્છ કહીને તેમની સાથે આભડ છેટ રાખવામા આવતી નહોતી ?

ઇરાકનો એક મુસ્લીમ વ્યાપારી **સુલેમાન સિરાફી** હીજરીના ત્રીજા સનમા હીન્દુસ્તાન આવ્યો અને તેણે પોતાનુ સફરનામુ લખ્યુ જેને ફ્રાન્સીસી યુરોપીયન રીનાડે ફ્રાન્સ તરજુમાની સાથે સને ૧૮૪૪મા પ્રગટ કર્યું **સુલેમાન** લખે છે કે, " હીન્દુસ્તાન અને ચીનના લોકો યકીન રાખે છે, કે દુનીયામા મોટામા મોટા મહારાજા ધીરાજ ત્રણ છે

અને તેમા સૌથી મોટો શાહે અરબ (બગદાદનો ખલીફા) છે જે સૌ કરતા વધારે દોલતમંદ, રોબદાબ વાળો અને ધર્મ નિષ્ઠ ધર્મ બાદશાહ છે, જેનાથી મોટી કોઈપણ ચીજ નથી

આ સફરનામામા એવુ પણ લખ્યુ છે, કે "હીન્દુસ્તાનમા સૌ કરતા મોટો રાજા બલહારે રાજા છે આ રાજવંશી રાજાઓની ઉમર ઘણી લાંબી હોય છે અને અહીંની પ્રજાની માન્યતા એવી કે અહીંના રાજાઓની ઉમર લાંબી હોવાનુ કારણ ફકત એજ છે કે, તે બીજા બધા રાજાઓ કરતા મુસલમાનો સાથે વધારે મોહબ્બત અને પ્રીત રાખે છે અને પ્રજાપણ મુસલમાનો સાથે વધારે મોહબ્બત રાખે છે હવે અહી વીચાર કરોકે તે હીંદુઓ મુસલમાનોથી શુ આભડ છેટ રાખતા હશે ? એજ વેપારીનુ વર્ણન છે કે ગુજરાત અને દક્ષીણના રાજાઓ પણ બગદાદના ખલીફા ને દુનીયામા સૌ કરતા મોટો બાદશાહ માને છે અને મુસલમાનો સાથે ઘણી ઈજ્જત અને મોહબ્બત તથા સદ વર્તન રાખે છે

ઇરાનનો એક મુસલીમ વહાણ વટી પોતાના 'અજાએ બુલ હીન્દ' નામના પુસ્તકમા એક નવ મુસલીમ હીન્દુને માટે કેટલીક હકીકત લખે છે પરંતુ તેમા એવુ લખેલુ નથી કે હીન્દુઓ તેનાથી આભડ છેટ રાખે છે એ મુસાફરી કરનારનુ નામ બુઝુર્ગ બીન શહેરયાર છે

આ જમાનામા મલબાર અને કાલીકટના રાજાઓના ઇલાકાઓમા મુસલમાનોની સખ્યા એટલી તો વધી ગઈ છે, કે તે રાજાઓને તેમના માટે એક **કાઝી** રાખવો પડે છે જાવામા પણ મુસલીમ વ્યાપારી મવજુદ છે, અને ત્યાના રાજાના દરબારી રીત રીવાજ પ્રમાણે **સલામ** દડવત પ્રણામની તેમને માફી છે સીગાપુરના રાજાના દરબારમા પણ મુસલમાનો મવજુદ છે આ તમામ હકીકતો ને લઈને માનવુ પડશે કે તે હીન્દુ રાજાઓ અને હીન્દુ પ્રજા હટ ધર્મી નહોતી વળી મુસલમાનો સાથે આભડછેટ રાખતી નહોતી **બુઝુર્ગ** બીન **શાહરયાર** લખે છે, કે હીન્દુસ્તાનના જોગીઓ અને સાધુઓના ઘણા વર્ગ છે તેમા એક પેકુર (પેકુડર) છે તેમનુ મુળ સીગલદ્વીપ (લકા) છે તે ઓ મુસલમાનો સાથે ઘણી મોહબ્બત રાખે છે અને તેમના તરફ બેહદ પ્રેમ ભાવ દાખવે છે

અજાએબુલ હીન્દમા એ પણ લખેલુ છે કે, "જ્યારે લકાવાળાઓને હઝરત નબી (સ અ વ સ) નો હાલ માલુમ પડયો ત્યારે તેમણે એક માણસ તજવીજ માટે અરબસ્તાન મોકલ્યો હતો અને તે સમય હઝરત **ઉમર ફારૂક** (રદી,) નો હતો પરતુ તે પાછો ફરતા રસ્તામાજ મરી ગયો અને તેનો ગુલામ સેવક બરાબર લકા **પહોચી** ગયો અને તેણે તમામ હાલ કહી સભળાવ્યો અને તે **પછી**

અહીના તમામ માણસો મુસલમાનોનુ અદબ કરવા લાગ્યા, એટલે એના પરથી શુ આભડછેટનો ખીયાલ આવી શકે છે !

મુસલમાન વ્યાપારીઓ મુસાફરો અને ઇતિહાસ કર્તા ઓના પુસ્તકોમા એવા બનાવો બે શુમાર મળીઆવે છે જેનાથી સાબીત થાય છે કે આજથી હજાર બારસો વરસ પહેલા હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે આભડછેટની ધિક્કાર વા લાયક દિવાલ ઉભી નહોતી મસઉદના ઇતિહાસ 'મિરવજ્ઝ ઝહબ' મા લખેલુ છે કે રાજા બલહાર, સિન્ધ અને હિન્દના તમામ રાજાઓ કરતા મુસલમાનોની વધારે ઇજ્જત કરે છે તેના રાજ્યમા ઇસ્લામ આબરૂદાર અને સલિત છે આ ઇલાકામા મુસલમાનોની મસજીદો અને જુમ્મા મસ્જીદો પણ બે શુમાર છે અને વળી તે આબાદ છે અહીના મહારાજાઓ ચાળીસ ચાળીસ પચાસ પચાસ વરસ સુધી રાજ્ય કરે છે પ્રજાની માન્યતા એવી છે કે રાજાઓની લાબી ઉમર મુસલમાનોની ઇજ્જત કરવાના પ્રતાપે છે આ બધી વીગતો આભડછેટ ને રદ કરે છે હવે કયા સુધી લખવામા આવે !

તેની પછી હિન્દુસ્તાનમા મુસલમાની રાજ્યનો દોર દોરો થાય છે અને સિન્ધમા એકબ્રહ્મણની મદદ જાહેરમા ઇસ્લામના વિજયની મુદ્રા બને છે મુર્તિ ભંજક સુલતાન મહમુદ ગિઝનવી ( ૧૦૩૦ ) ની ફોજમા હિન્દુ સિપાઇઓ

ઇસ્લામી વાવટા નીચે તલવારો ચમકાવતો નજરે પડે છે મહમુદી ખજાનાનો ખજાનચી હિન્દુ છે. અને આ બધુ ઇતિહાસીક સત્તાવાર વાતો છે કલ્પિત નથી તો હવે સમજવા નુ એ છે કે જો કદી બન્ને અજાણી જ્ઞાતિઓ વચ્ચે અછુત પણુ હોત તો આવા બનાવો કયાથી બનતે ?

હિન્દુસ્તાનમા ગઝનવી, ગોરી ગુલામ, તગલક, ખલજી, અફગાન અને મુગલ બાદશાહોના દરબારોને જરા ગૌર કરીને નજર કરશો તો ત્યા હિન્દુ અને મુસલમાનો ઓહ્દેદારો શુ ખભેખભા મેળવીને ઉભા દેખાતા નથી ? અને તે લોકો આપસમા શુ ભાણા વહેવાર કરતા નહોતા ?

મુગલ બાદશાહોના જમાનામા તો વળી હદ થઇ ગઇ હતી કે, અકબરી પોલીસીએ તો રહીસહી જુદાઇનો નાશજ કર્યો ત્યા તો **મનતો શુદમ તુમન શુદી** વાળો આબેહુબ ચિતારો આખોની હજુર દેખાયો છે હિન્દુ અને મુસલમાન બન્ને આપસમા કન્યા વહેવારની સોનેરી સાકળોથી જકડાઇ ગયા હવે કોઇ છે ? કે આ બધા બનાવોનો ઇનકાર કરી શકે ? એવી વર્તણુકમા આભડછેટનો અશ પણ બાકી રહી શકે કે ?

આ તમામ વિગતનો સારાશ એજ છે કે, અભડછેટ કાઇ હિન્દુઓનો ધાર્મિક વિષય નથી કે જેની પાબદી જરૂરી

હોય મનુજીના કહેણ ઉપરથી તો આભડછેટનો તદન નાશજ થાય છે, એટલે આભડછેટ વૈદિક જ્ઞાન શિક્ષણથી તદન વિરૂદ્ધ છે વળી આપણને સાબિતી મળી છે કે પુરાતન હિન્દુઓ મુસલમાન સાથે આભડછેટ તદન રાખતા નહોતા આ નવુ વર્તન ફકત હાલના નવા જમાનાની ખાસ ચળવળજ છે

---

# કમેટીના મૌલાના.

આ એક મનોહર નૉવેલ છે એમાં ધાર્મિક વિદ્યાજ્ઞાન વગરના ગેરવાજબી લેકચરોના પ્રતાપે બની બેઠેલા મોલાનાઓ હિન્દુ મુસલમાનની ઐકયતાના નિશામાં ચકચુર થઈને ઈસ્લામી શરીઅતની વિરૂદ્ધ જુદી જુદી જગ્યાએ ભરડી ગયા છે તેનું ગુજરાતી ભાષામાં અને ગુજરાતી અક્ષરોમાં વિસ્તારથી નૉવેલ રૂપે વર્ણન છે આવા મઝહબી ઝગડાઓના જમાનામાં તેના ખ્યાલથી મુસલમાનોને કેટલું નુકસાન થયું છે અને થાય છે તે કહેવાની હવે જરૂર નથી માટે મજકુર નૉવેલને જરૂર વાંચી એવા બનાવટી મોલાનાઓથી બચવા તજવીજ કરજો કીમત ૦-૪-૦ ચાર આનાની ટીકીટ મોકલીને મંગાવજો

# કવમી લીડરોની ઈસ્લામી સેવાઓ.

આજકાલના કવમી લીડરો જે ઈસ્લામી મસલા બજાણવાન સદંતર હિન્દુઓની તરફદારી કરમવતા શરીઅત ઓળંગીને કયાનું કયાં બોલી ગયા છે, જેનાથી હિન્દુઓ મગરૂર થઈ ઈસ્લામ પર હુમલા કરતા થયા છે, તેનું ગુજરાતી ભાષામાં અને ગુજરાતી અક્ષરોમાં વિસ્તારથી વર્ણન છે આજકાલ પોતાના પવિત્ર ઈમાન બચાવવા ખાતર દરેક મુસલમાન ભાઈને વાંચવાની ખાસ જરૂર છે કીમત ૦-૨-૬ અઢી આનાની ટીકીટ મોકલાવી મંગાવજો

**આર્ય ધર્મનું ખંડન અને ઇસ્લામનું મંડન**—ગદેરના એક ફાઝિલ મોલવી સાહબનુ લખેલુ છે અને નુરે ઇસ્લામના વાચકો કેટલાક એ ફાંમા વાચી ગયા છે આર્ય ધર્મના લીધે કેટલી મુશકલીઓમાં માણસ પડી જાય છે અને દુન્યામા નિર્લજ જીંદગી ગુજારે છે તેનુ કોર્ટના કેસના રૂપમા રસિક વર્ણન છે નિયોગની ખરાબીઓ ખુલ્લી દેખાઇ આવે છે, માંસઆહાર વેદ અને દયાનંદના ગ્રંથોપરથી સાબિત કરે છે અને સ્વામી દયાનંદે સત્યાર્થ પ્રકાશ ગ્રંથમા સમાવતી ચલાવી છે તે તેઓ પોતેજ દલીલોથી સાબિત કરે છે રસિક હોવાને લીધે શરૂ કર્યા બાદ પુર્ણ કર્યા પહેલા હાથથી છુટતીજ નથી આ ચોપડીએ આર્ય સમાજીઓમા ખળભળાટ નાખી દીધો છે અનેક કોશીશો કર્યા છતા તેમનાથી એનો જવાબ બની શક્યો નથી દરેક દીનદાર મુસલમાન ભાઇએ અવશ્ય ખરીદ કરીને પહેલા વાચવી અને પછી કોઇ હિન્દુ ભાઇબંધને વચાવવી જોઇએ મુસલમાન ભાઇઓના ફકત લાભાર્થે છપાવેલી હોવાથી પેજ ૮૨ ઉપરાંત, કાગળ ઉંચા, છપાઇ સફાઇદાર છતા કીમત ફકત રૂા ૦–[illegible]–૦ નાખી છે

**નુરે ઇસ્લામ ઑફીસ**

મુરગાનીપોળ——**અમદાવાદ.**

**ખસાએલ વ શમાએલ નબવી** (સ અ વ સ)—અ'ઝરત (સ અ વ સ)નું હુલ્યા મુબારક એટલે આપના માથા મુબારકથી લઈને કદમ શરીફ સુધીના પાક શરીર મુબારકનુ બયાન અને હુઝુરના સ્વભાવ અખલાક, આદાબ ચાલચલન અને સદવર્તન —જેણે નગાજનાર પ્રકૃતીના માણસોને અને અતિશય ઝગડાળુ આપસમાજ લડાઈ મચાવનાર ઇમાનના દુશમન જંગલી અરબોને આપના જાનનિસાર ગુલામ બનાવી દીધા માનસિક ફેરફારની ઉન્નતિનો પુર્ણ મહિમાનો નમુનો એના કરતા વધુ તો શુ? પણ એના કરતા ઓછુ પણ દુનિયામા ભાગ્યેજ દેખાશે મુસલમાનોને આ પુસ્તક જરૂર વાંચવો જોઈએ જેથી ઇમાન તાજો અને પ્રેમ એ અફઝલ ઝફા થાય છે એને માટે અમોએ ખાસ ઉંચા કાગળ અને સફાઈદાર છપાઈનો બંદોબસ્ત કરવા છે નજદાર ટાઇટલવાળો ફક્કડ હોવા છતા જુજ કીમત ફક્ત બાર આના રાખી છે માટે આશિકોને નમ્ર (સ અ વ સ) જલદી જલદી ઓર્ડર મોકલાવો કે, તૈયાર થએ જલદી મોકલા દેવાય

ઘણા અગત્યના પુસ્તકોનુ લીસ્ટ એક પોસ્ટ કાર્ડ લખીને મફત મંગાવો

એક રૂપીઆની અંદરની ચોપડીઓ ટીકીટો મોકલીને મંગાવવી

**નુરે ઇસ્લામ ઓફીસ.**

સુઇગરાની પોળ—**અમદાવાદ.**



